# વિક્રમચરિત્ર.

આવૃત્તિ ૧ લી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મુંબઇ ગુજરાતી નાટક મંડળી,



મુંબઇ:

અલીભાઇ દાઉદખાનના

ધી રાઇઝીંગ સ્ટાર પ્રિન્ટીંગ પ્રેસમાં

છાપી છે.

તા૦ ૭–૭–૧૯૦૦ ઇસ્વી વિક્રમાર્ક સંવત ૧૯૫૬

કીંમત રૂ. ૦—૨—૦

# નાટકનાં પાત્રો.

## પુરૂષો.

| | |
|---|---|
| મહારાજા વિક્રમ... ... ... | ઉજેણીનો રાજા |
| વિક્રમચરિત્ર (ઉર્ફે) રાજરતન ... | તેનો દીકરો. |
| બાલકુમાર ... ... ... | વિક્રમચરિત્રનો દીકરો |
| મેઘરાજ... ... ... ... | એક નાનો રાજા. |
| સંદલ } બંદલ } ... ... | વિક્રમ રાજાના મશ્કરા દરબારીઓ |
| આસ્તિક... ... ... | રાજાના માળીનો છોકરો. |

## સ્ત્રીઓ.

| | |
|---|---|
| રાજરમણી ... ... ... | વિક્રમ રાજાની રાણી. |
| રંભા ... ... ... | મેઘરાજની દીકરી પછીથી વિક્રમચરિત્રના સ્ત્રી. |
| ઇંદુમતી... ... ... | રંભાની નાની બેન. |
| મેનાં ... ... ... | રંભાની સખી બંદલની વહુ |
| મદીરા ... ... ... ... | રાજાની નાયકા |

માલણ, દરબારીઓ, વારાંગનાઓ, શેહેરના લોકો. સીપાઇઓ દાસીઓ, વગેરે વગેરે.



# વિક્રમચરિત્ર નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર, નટી-નાટક વિષે ખુલાસો કરે છે.

**પ્રવેશ ૧ લો**—માહારાજા વિક્રમે નાનપણમાં પરણીને પરહરેલી રાજરમણી દેવીની સેવા કરે છે એટલામાં તેનો જુવાન કુંવર રાજરતન આવે છે, અને માને ગરીબોને દાન દેવા મોકલે છે, એક ગરીબ બ્રાહ્મણનું આવવું. રાજરતન તેને માદળીયું તોડી સોનું આપે છે. માદળીયામાં નો ભેદ ભરેલો લેખ'મા બીજું માદળીયું આપે છે, બન્ને લેખ મેળવી વાંચવાથી વિક્રમરાજા પોતાનો બાપ થાય એવી રાજરતનની ખાતરી થાય છે, તેથી પીતાએ કરેલી શરત પાર પાડવા માને લઈ ઉજ્જેણી જાય છે.

**પ્રવેશ ૨ જો**—ઉજ્જેણીમાં વિક્રમરાજાના બાગમાં માલણને ઘેર ઉતારો લેવો, માલણને રાજાની દરબારમાં નાખવા એક ચીઠી આપે છે.

**પ્રવેશ ૩ જો**—વિક્રમ રાજાની દરબાર, રાજરતનની ચીઠી તેને ઠગ સમજી પકડવાનું બીડું સંદલ બંદલ ઉઠાવે છે.

**પ્રવેશ ૪ થો**—સંદલ બંદલને રાજરતન તથા આસ્તિક સ્ત્રી વેશે ઠગી ફસાવે છે અને બાંધી રાજા પાસે મોકલે છે.

**પ્રવેશ ૫ મો**—રાજા પાસે સંદલ બંદલને લાવવામાં આવે છે, રાજાની ચિતાં, રાજ્ય નાયકા મદીરા ઠગને પકડવાનું બીડું ઝડપે છે.

**પ્રવેશ ૬ ઠો**—મદીરાને લૈયાને વેશે આસ્તિક તથા રાજરતન ઠગે છે અને તેનું નાક કાપી લે છે.

**પ્રવેશ ૭ મો.**—માતા અને પુત્ર. ઠગને પકડવા વિક્રમરાજ જાતેજ ચડશે એવો પડોવાગે છે. રાજરતનનું ધોબી થઇને જવું.

**પ્રવેશ ૮ મો.**—હરસીધનું દેવળ. રાજાનું ઠગાઇ જવું. બાપદીકરાની ઓળખાણ અને મેળાપ. રાજા રાજરતનનું નામ વિક્રમચરિત્ર પાડે છે. અને પડો વગડવાવે છે કે એક વિક્રમચરિત્રજ ખરૂં અને બીજાં ખોટાં.
રાજકુંવરી રંભા અને ઈંદુમતી દર્શને આવેલી છે તેએ સાંભળે છે. રંભા રાજાનું અભિમાન તોડવાનો ઠરાવ કરી જાય છે.



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.**—રાજાના પડો વગાડનારની ઢોલ રંભા ફોડાવી નાંખે છે અને એક સ્ત્રીચરિત્રજ સાચું છે એમ રાજાને કહેવરાવે છે.

**પ્રવેશ ૨ જો.** –રાજરમણી અને વિક્રમરાજનો મેળાપ. મેઘરાજનું આવવું રાજા તેને કુંવરી રંભા પોતાના કુમાર વિક્રમચરિત્ર જોડે પરણાવવા કહે છે.

**પ્રવેશ ૩ જો.**—લગ્ન, રંભા ચેતી જાય છે અને તેથી પોતાની નાની બેન ઇંદુને વિક્રમરાજાને ત્યાં દાસી થઇ રહેવા મોકલેછે.

**પ્રવેશ ૪ થો.**—વિક્રમરાય રંભાને એક દંડીયામાં કેદ કરે છે અને કુંવર વિક્રમચરિત્રને ત્યાં પગ પણ ન મૂકવાના સોગન લેવરાવે છે. રંભાને કહે છે કે સ્રીચરિત્ર સાબીત કરી બતાવશો તોજ છૂટશો.

**પ્રવેશ ૫ મો.**—ઈંદુમતીની ખટપટ, બેન પાસે પોપટ મોકલે છે. વિક્રમચરિત્ર પાસેથી વીંટી લઇ સંદલ બંદલને કુંવરને નામે બેનની ચોકી કરવા મોકલે છે,

**પ્રવેશ ૬ ઠ્ઠો.**—સંદલ બંદલની ચોકી. ઇંદુમતી તથા એક દાસી આવે છે. દાસીનાં કપડાં પહેરી રંભા ઉતરો આવે છે રંભા અને ઇંદુનું છટકી જવું.

**પ્રવેશ ૭ મો.**—રંભા, ઇંદુને વિક્રમચરિત્ર પાસે દાસી થવા મોકલે છે. અને જાતે શામા દુધવાળીનો વેશ લઇ જાય છે.

**પ્રવેશ ૮ મો.**—ઇંદુ અને વિક્રમચરિત્ર. રંભાનું ગાયન સાંભળી કુંવર મોહીત થાય છે.

**પ્રવેશ ૯ મો.**—રંભા અને વિક્રમચરિત્રનો મેળાપ અને કુંવરનું ઠગાઇ જવું.



## અંક ૩ જો.



**પ્રવેશ ૧ લો.**—રંભા પોતાના બાળક કુંવરને હાલેડાં ગાતી આવે છે વિક્રમચરિત્રને બીજીવાર ઠગવાની તેયારી, રંભાની સખી મેનાં મદદ કરવા વચન આપે છે.

**પ્રવેશ ૨ જો.**—પોતાના ધણી બંદલને મરવાનો ઢોંગ કરવા સમજાવે છે. અને જાતે તેની પાછળ સતી થઇ બળી મરવા જવાનો ઢોંગ કરે છે.

**પ્રવેશ ૩ જો.**—રંભા જોગણ રૂપે બેઠેલી છે ત્યાં સતી વેશે મેના આવે છે રંભા તેને અખંડ સૌભાગ્ય એવો આશીરવાદ આપે છે. બન્ને વચ્ચે તકરાર. રંભા બંદલને જીવતો કરવાનો ઢોંગ કરે છે. રાજા અને રાજકુંવર ભોળવાય છે. વિક્રમચરિત્ર જોગણ પાસેથી સજીવન મંત્ર શીખવા જાય છે અને ફરી ઠગાય છે.

**પ્રવેશ ૪ થો.**—રંભા ફરીથી એક દંડીયામાં જાય છે. એવી સુચના; ઇંદુમતી કેરી વેચે છે અને તેની કિંમત વિક્રમરાજાની જમણી આંખ માગેછે ઇંદુને પકડી રાજા પાસે લઇ જાયછે

**પ્રવેશ ૫ મો**—ઈંદુ અને રાજા વચે તકરાર રાજા પસ્તાય છે. અને રંભાને તેડાવી લાવવા દાસીને મોકલે છે તે પાછી આવી રંભાને બે દીકરા હોવાની ખબર આપે છે. રાજાનો સંતાપ, જાહેર ન્યાયની તજવીજ,

**પ્રવેશ ૬ ઠો.**—રંભાનો ન્યાય, ચતુરાઇની જાહેર સાબીતીઓ શરતનું પૂર્ણ થવું અને આનંદ.



# વિક્રમચરિત્ર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

**સુત્રધાર—** ૧

કરૂણાના ભંડાર સદાશીવ સદાય સૂખકર હો,
તાપ અમાપ શમાવે સ્વામી સંકટ સર્વ હરો.—કરૂ૦
ઉમયાપતિ ભયભંજન ભોળા અરજી ઉર ધરો,
વિષધર વ્યાળ કરાળ કાળથી નિર્ભય નાથ કરો,
હિંદ ભુમીના વાસી ભણી કઇ દ્રષ્ટી દયાની ભરો.—કરૂણા૦

**નટી—** ૨

સ્વામી વાત કહો વિચરી,
સૃષ્ટિ વિષે દિસે ચતુર નર કે નારી?—સ્વામી૦
ચંદ્ર અને તારા, તેજ ન્યારાં ન્યારાં,
સરખાં ન ગણાનારાં, દીસે શકિત ભેદ ભારી.— સ્વામી૦
એક ઝાડમાંનાં ફળ મોટાં નાનાં,
સરખાં નહી થાવાનાં, બધે ન્યાય એજ જારી.—સ્વામી૦

**નટી—** ૩

સત્ય પવિત્ર ચરિત્ર હુલાસે વધાવું.
દિલ બિછાવું, ત્યાં પધરાવું સેવા સામગ્રી સજાવું—સત્ય.
સુચરિત્રે દીપતાં શોભતાં તેજ રેલાવતાં વિશ્વે,
બાળક ભામની પુરૂષ સહુને
વંદી સુજશ તેમના નામના સદાય ગાઉં.—સત્ય૦

રાજરમણી— ૪

જગદંબે રહેજો સહાય—સદા—જગ૦
મન તુજ ચરણમાં લીન થાય—સદા—જગ૦
આદી શક્તિ તું કરણ રૂપીણી,
રૂપ ન જાણી શકાય—સદા—જગ૦

રાજરમણી— ૫

જય થાઓ બાળા મારા રે.
કરૂં અંગ ચરચિત સુવાસિત વારીથકી,
પવિત્ર થઇ નીત રે, સુખી તું બાળ–બાળ–જય૦
પૂરો મનોરથ બધા અંબીકા આરાસુરી,
બળ ને પરાક્રમ વધારશે વાઘેશ્વરી,
તાતથી અધિક કહેવાઓ—કરૂં૦

માલણ— ૬

હાં રે હું તો છોટી ચંબેલી ખીલતી.
તન ચંબેલી, વદન ચંબેલી,
દીલ વસેલી છબીલી ચંબેલી ખીલતી.—હાંરે૦
હાર ચંબેલીને ગજરા ચંબેલી;
છાબ ભરેલી નવેલી ચંબેલી ખીલતી.—હાંરે૦

આશિવક— ૭

કરીએ ચમન કુક અમન ચમન કુક કુકકુકુક
કલગી શી રોનકદાર ઝમકાવે
બચ્ચા વાહજી વાહવા વાહ
કુકડી મંગાવું સારી તને પરણાવું પ્યારી;
ઝમકતી ઝમકતી હાં

૧૧-૪૬

લડાઇ લડેંગે દૂલહન લેંગે
ચમન કરેંગે કયો બચ્ચાજી ફુક—કરીએ૦

**પ્રતિહાર—** ૮

ધીર ધીમંત સામંતનો મુગટમણી.
ઇંદ્રનો અંશ દેવાંશી કહાવે;
પૂરણ પરમારથી ભવ્ય ભડભારથી,
દુષ્ટદુળ દમન ભય શમન ભાવે;
સત્યનો ટેકને સત્યવાદી સદા
સત્યનો સાથી સત્યે સુહાવે,
ગરીબ નીવાજ જગ પરમહિત કાજ અહીં
સકળ સુખસાજ મહારાજ આવે,

---

સાવધ રાણું રાજવી, સાવધ સર્વ સમાજ:
વીર તણો મહા વીર અહીં; આવે વિક્રમરાજ

**દરબારીઓ—** ૯

રાજ અવિચળ રહે રહે નર નેક ટેકી,
શુરવીર દાનવીર પદ શોભે, શોભે સહુ આજ.
આનંદે આનંદે સમાજ—રાજ.
નહિંકો જગમાં વિક્રમ રાજશો જશ.
સુરેન્દ્ર અહોનીશ ગાય સ્વર્ગ મહીં, એવી અહીં
પધારે છે રણુવીર મહારાજ.—રાજ૦

**વિક્રમરાજ—** ૧૦

હૃદયે વસજો હૃદયેશ્વરી,
પાવન સેવક ચિત્ત કરી;
નહિ નિર્મળ ન્યાયનો પંથ ચુકું,
નહિ ધર્મ તણી રહે છાય પરી હૃદયે૦

આગંતુક— ૧૧

અરે ચેત ચેત ચેત રાય કાં સુઇ રહ્યો?
અભિમાન તોડનાર વીર હું પેદા થયો.—અરે૦
ફસાવીને ઠગી જઇને શું સાંકળ સ્નેહની તોડી?
વચન આપી અમોને રાજનું આપો નહીં કોડી.
હવે જોજે પરાક્રમ માહારાં તુજ ફંદ દઉં ફોડી.
હું છું ઉજ્જેણુ કેરો રાજીયો ઝટ ગાદી દે છોડી.
દુ:ખી થશે તું જો તણાઇ ગર્વમાં ગયો.—અરે૦

વારાંગનાઓ— ૧૨

જનમારી ધનરા સાહેબા, હો રાજ
મૃગાનેણીજીરે મંદિરીએ પગ દીજે—જન૦
નંદલાલ પ્રભુલાલ લાડિલે,
એક બેર દરસન દીજા—જન૦

આસ્તિક— ૧૩

અરે વાહ! અરે વાહ!
છું ઠુમક ઠુમકતી, રૂમક ઝુમકતી, રૂમઝુમકરતી વાહ!
આ નખરાં ધરતી વાહ!
હું સુંદર મનહર જોબનવંતી, ચિત ચટકંતી! વાહ!
અરે વાહ!—છું.
કેવી રંગીલી, છેલ છબીલી બની રસીલી વાહ!—છું.
છબી ન્યારી અતિ ભારી, જઉં વારી, બલીહારી;
છઉં નટખટ કપટ ઝપટ મહીં લટપટ,
મૂરખ અપટ ફસાવું ચપટ-ઝટ-પટ-વાહ—અરે વાહ! છું.

મંદલ-મંદલ— ૧૪

હાય હાય કેદ પડયા, બંધ જડયા, ને જકડયા, હાય.
ચતુર તે ચૌટે ચડયા દાવે દડયા ને રવડયા હાય!—હાય૦

ફુલણુસી ફાક થયા, છાકી ગયા, લાખે લહ્યા, હાય
પુરણુ ફજેત થયા હાય !
મરણુથી બેજ રહ્યા હાય !
ઓ—બા—પા—રે—જઇએ કયાં હાય !—હાય૦

મદીરા— ૧૫

તિરછી નજરીયાં લગાએ જાઓ જાની.
લો દર્દ દીલકો જલાયે જાઓ જાની—તિર૦
હમ તો આશક હુએં તેરે નાજો નખરેં કે પ્યારે,
કરોજી કરોજી કરમ રહમ, ફરમાઓ જાની—તિર૦

મદારા— ૧૬

આપ નહીં ચિંતા કરો મહારાજ;
નથી કાચી પોચી કળે બળે ઓછી
છઉં નક્કી, પુરી પક્કી,
લાવું પકડી હું તેને ફતેહ કરૂં કાજ—નહીં૦
ચોરની એ ચોર હું તો ઠગની એ ઠગ જાણો,
રાજ આજ જુવો આપ મારી એ કસોટી,
ઉતારી ખુમારી જેર જઈ કરૂં દગાબાજ
અહો મહારાજ—આપ૦

આસ્તિક— ૧૭

હમારો દેવ બડો હુએ રૂપૈયા
લુગાઇ માત, તાત, ભ્રાત ભૈયા—હમારા૦
ખનનનનનનનન પાવે વો પાકર મોજ ઉડાવે
ચમનકો જાવે, સબનકો ભાવે:
ખાના ઉસકા, પીના, ઉસકા, સ્હેલ સપાટા ઉસકા,
રાજા રાની-હમ તુમ-સબ બસ બને હુંએં ઉસકા ઉસકા,
લાઓજી લાઓજી લાઓજી લાઓ,
પરત પૈયાં, લેઉં બલૈયાં-હમારો૦

૧૮

**મદીરા**—ઠએરૌ સ્રીંગાર સજલું, ફિરમેં આતી હું,
**રાજરતન**—અબે ચલ કહા જાતી તું ?
**મદીરા**—અઅસે પોશાખસે મે આનેકા, શરમાતી—હું,
**રાજરતન**—કાહે ઘબરાતી તુ
**આસ્તિક**—ભાઇ સઓદાઈ ક્યા—
**રાજરતન**—ધૂમ મચાઇ કયા ?
**મદીરા**—છોડા કલાય, આઇ અભી આઇ,
**રાજરતન**—અબ ન ઠએર
**આસ્તિક**—લગત દેર
**મદીરા**—કાંપત પએર
**આસ્તિક**—ચલત સએર
**મદીરા**—લા અરી લા આરી જલ્દી ઓઢડા,
**રાજરતન**—કયું નાયકાજી ?
**મદીરા**—હાંજી હાં હાંજી,
હાંરે ચલે અબ સંગમે
**રાજરતન**—તેરૌ ઇનબામ ગુમાતી તુ--ઠએરૌ૦

રાજરમણી— ૧૯

શરણુ છઉં તમારે પ્રભુ,
ચરણુ ચહું સદારે વિભુ—શરણુ૦
બાળ તણી રક્ષા પ્રભુ કરજો
માગું એ શંભુ..........શરણુ૦

રાજરમણી— ૨૦

જા વીર વિજય તુજ કરશે રે માત ભવાની.
બળ બાંહોડીએ તુજ ભરશે રે માત ભવાની,
ચતુર શિરોમણી રાયજી છે, દેવ મદદ પણ કરશે,
તે સમય હાથ તુજ ધરશે રે માત ભવાની—જા.

કુંવર કોડિલા, વિપત્ત વખત પણ ધર્મ માર્ગ અનુસરશે
મહિપતીને મન ઉતરશે રે માત ભવાની—જા૦

બધા— ૨૧

હરસીધ મા આનંદકારી, બહુ બલધારી
છે સુખ કરનારી,
વિક્રમ—ફસવી ફંદે મેં મતિમંદે છોડી છંદે જન વૃંદે
નિરદોષી નારી—હરં
વિક્રમચરિત્ર } —બાળતણી સંભાળ લઇ આજ ભાળ દઇ
રાજ—રતન } સુખીયો કીધો,
અમૃત પ્યાલો આજે દીધો,
વિક્રમ—સ્નેહેથી મેં પીધો,
બધા—આનંદ દાઇ તું વ–ર–દા–ઇરે,
આજ નવરંગ છે ઉછરંગ ભારી—હર૦



## અંક ૨ જો.

રંભા— ૨૬

અભિમાન મુરખ મન ધરે પળમાં જશે ઉડી,
ગર્વથી થઇ દશા ન કોઇની રૂડી—અભિ.
કેફ ગર્વનો પીને શું મસ્ત થઇ ભમે ?
કાળના-જળમાં તું જશે બુડી—અભિ૦

રંભા— ૨૭

શું સમજાવે ? શું સમજાવે ?
સ્રીનું ગુલામ જગ બધું મનાવે—શું૦
સ્રીનું ચરિત્ર ચડિયાતું કહાવે,
પુરૂષ ચરિત્રને પાણી ભરાવે,

જાઇને—કહી દે—રાયને
સાબીત કરૂં ભલે આવે—શું૦

રંભા— ૨૪

સત્યનો બોલી શ્રી રામ સદાય કહાવે
તે ટેક નિભાવે,
ડરૂં ન કોથા લગારે હુ તાત, રાય શું જોર બતાવે ?
—સત્ય૦

આકરે તાપે ભલેને તપાવે,
કુંદનને કદી આંચ ન આવે;
ઉત્તમ જાત નારીની સોહાવે, માનો,
છે ન કોની તાકાત સત્યને શામ લગાવે—સત્ય૦

રાજરમણી— ૨૫

યાદ આજે બાળપણું ફરી આવે મને
આ નજર તરવરે લગ્નદીનનો પ્રસંગ
એકાંત વને મને—યાદ૦
જો આનંદ ઉછળી ઉછળો વહી જાય આજ
તલપે અંતર કંથ કાજે આનંદે મળીશ આજે
આરામ પામી આખર ભેટીને પ્રાણ ધારને—યાદ

વિક્રમ— ૨૬

ધન્ય છે દીન આ સુભાગી ઘડી આજની,
સુભાગી ઘડી આજની સુભાગી મારા રાજની—ધન્ય૦
પુત્ર સહિત ઘર પ્રમદા પધારી,
દેવી સુખ સાજની-તું મારી દેવી—ધન્ય૦

રાજરમણી— ૨૭

હું ભુલું કેમ સ્વામી ?
છબી એક આપની અંતર મારે છે જામી—હું૦

આપ નામ તણી માળા જપી રહી નીશદીન.
વીર તણા ચિર ચિયુ પામી—છબી૦
જોગીને નિરંજન—અમારે દુઃખ ભંજનની,
તન મન ધુન રહી જામી—છબી૦

ચડારણો—

૨૮

મેં તો થાળ ભર્યો શગ મોતીએરે,
હું તો વહુવર વધાવાને જાઉં
મારે, સોના સમો સૂરજ ઉગીઓરે
મારા વિક્રમચરિત્ર ભાઇને કારણેરે
હું તો લાવું લાખેણી લાડી આજ
મારે સોના સમો સૂરજ ઉગીઓરે.
મારે ઓરડે આજ અજવાળડાંરે
મારે આંગણીએ ઝાક ઝમાળ
મારે સોના સમો સૂરજ ઉગીઓરે.

ચડારણો—

૨૯

સજની કન્યાને કાજે ચોળી ચુંદડી
સજની વહુવરને કાજે ઝીણાં ચીરરે
રંગીલી સજની
રંગ ભર્યા લાડીજી લાવીએ
સજની કન્યાને કાજે અમુલખ ચુડલો
સજની વહુ વરને ઝાંઝરીયાની જોડરે
રંગીલી સજની
રંગ ભર્યા લાડીજી લાવીએ.

ધૂન—

૩૦

મને સહાય કરશે મોરારીરે,
વ્હારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી, મીરાં બાઇ તારી,

એની ચીન્તા કરીશ નહીં મારી—મને૦
માંજારી બચ્ચાંને બળતાં ઉગારા,
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી;
દ્રૌપદીનાં ચીર પુર્યાં થાશે તે સ્હાયકારી—મને.

વહારણો—

૩૧

હેતે પરણી પધારો વહુવર મહેલમાં
સાસુ સસરાને હરખ ન માય—પધારો૦
મારા કુંવરને દાતણ દાડમી,
મારી વહુવરને કણેરની કાંગ—પધારો૦
મારા કુંવરને મુખવાસ એલચી
મારી વહુવરને લખનોરી પાન—પધારો૦

રંભા—

૩૨

મારા સસરાજી શરત કબુલ મને,
જોઇ લેજો રે આપ મારો રંગ,
બતાવું છું ખરી ખુબી હું, રાજ,
સ્ત્રી ચરિત્ર સરસ સાબીત કરૂં
ચોટી દેજો રે સેનાની ચતરંગ-બતાવું૦
કેદખાનુ હવેથી મંજુર મને
કરી લેજો રે હૈયે હોય ઉમંગ—બતાવું૦

રંભા—

૩૩

હરિ હે! સખત આ વખતનો અંત નહીં આવે!
મારો જીવ અતિ અમુઝાવે-હાવે-હરિ હે!
એક ઉપાયની કારી ન ફાવે,
કોઇ સંદેશો ન કહાવે,
રાય કૃતાંતની પેરે સતાવે;
મ્હોત મને તો છોડાવે—હરિ હે!

રંભા— ૩૪

વીરા આવ્યો વધામણે, કે ભુલ્યો તું વાટ;
હું છબી ભરી ઉચાટ, એક આશાનો ટોકાર રે
વીરા મકર વાર, વારે વેળા પરજળે
જો દેખે પારધી કાળ, પ્રાણ હરેતે પલકમાં

રંભા— ૩૫

એ......માથે મટુકી લઇ જાઉં,
પ્યારા લ્હેરી લાલાને દુધલડાં પાઉં—એ૦
હું ગોવાલણ નાની નારી,
પ્યારો મારો છે વિહારી,
રંગે રમાડી રીઝાઉં—પ્યારા૦

વિક્રમચરીત્ર (રાજરતન) } ૩૬

છોડી દે એ વાત, શાને ફોકટ બોલે ?
તજી નારીને આ ભવમાં તો,
પામશે ના પ્રીતીની ઘટના—છોડી૦
સાપ તજીને કાંચળી જાએ,
ધારણ ફરી ના થાયે,
મુજ મન નિશદિન છે અગન નારી તન,
ને ના હવે લોભાએ,
ઉભી રહે ના-કંઇએ કહે ના—
નહીં સતાવ છોડી - છોડો૦

ઇંદુમતિ— ૩૭

સર્વ ધર્મનું મૂળ પ્રેમદા શાસ્ત્ર પુરાણે સાખ લખી,
બહુ નીતિ બંધ, સંબંધ બંધ કુટુંબ બંધમાં એજ સુખી,
નારી વિનાનું કોઈ મંગળ કામ નામ બને નહીં.

જગ કેરૂં જગ સુખ કેરૂં કારણુ નારી એક બની રહી,
વિદ્યા, કળા, કૌશલ્ય, જ્ઞાન, કશું નહીં નારી વિના,
નહિ મોક્ષ પામે માનવી અર્ધાંગના સારી વિના,
જીવન તત્વ બની વ્યાપી રહી, કરે વિશ્વને સદા સુખી—સહુ૦

રંભા— ૩૪

કોઇ દુધ લ્યો દિલ રંગી,
શોખીલા શાણા ઉમંગી-હો—કોઇ૦

* * * *

કવી પીયે કસુંબલો, ગાંજો પીયે અબુધ,
દારૂ દીવાના પીયે, દાના પીયે, દુધ—હાં કોઇ૦
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીધે કાયા હેમ—હાં કોઇ૦
ગોરી ગરવી ગાયનાં, ગોરાં મારાં દુધ,
હું પણુ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ—હાં કોઇ૦

* * * *

હેમ કટોરો હાથમાં, માંહીં અમૃતસાર.
ચતુર હોય તે ચિંતવે, ગુણુ સમજે ન ગમાર-હાં કોઇ

રંભા— ૩૯

મને રોકો ના રસીલા છેલા મુકોને હાથ;
ઓરા ઢુકો ના છબીલા વ્હેલા મૂકોને હાથ,
**વિક્રમચરિત્ર**—લ્હેરે ઝુકો અલબેલાં ઘેલાં આવું સંઘાથ,
**રંભા**—મુકો કેડો,
**વિક્રમચરિત્ર**—લાગ્યો નેડો,
**રંભા**—છોડો છેડો,
**વિક્રમચરિત્ર**—સાથે તેડો,
**રંભા**—ભોળી નારી,
**વિક્રમચરિત્ર**—કામણુ ગારી,
**રંભા**—હું તો હારી,
**વિક્રમચરિત્ર**—વાહરે પ્યારી, રોકોના૦

## અંક ૩ જો.

દાસીઓ—　　　　૪૦

નેણુમાં નીંદરા ન આવે જરી,
મારો રામ ગયા વનવાસ રે —નેણુમાં૦
હંસ વિના મારાં સરોવર સૂનાં રે
વાઘ વિનાની વનવાટ રે—નેણુમાં૦
પંખી વિનાનાં મારાં પીંજર સુનાંરે
મંદીરીયાં સુનાં સીતા રામરે —નેણુમાં૦

રંભા—　　　　૪૧

હાલો વ્હાલો લાલા મારા બાળા,
કુંવર મારા કાલા ઝુલોને આનંદમાં
લાગે મુખડું વ્હાલું હાસ્ય મદમાં
રહો માના વીસામા ચમનમાં,
હસતાં સુમનમાં, વ્હાલાંઓના વૃંદમાં
હાલ મ્હાલો મામાના ભુવનમાં,
ઓછું આણે રખે રાજ મનમાં,
જઇશું થોડા દિનમાં વતનમાં બુલંદમાં—હા૦

બદલ　　　　૪૨

વાહરે મેનાં પ્યારી, તું ભારી કામણગારી,
તિરછી નજર નાંખે મારો લુચ્ચી જાદુગારી રે—
વાહરે, મેનાં પ્યારી!

મેનાં—મરવાની તૈયારી ત્યાં આતે શી લવારી?
છોડો છબીલા બિહારી, આ ટેવ તો ન સારીરે.

બદલ—વાહરે મેનાં પ્યારી.
વાહરે મેનાં પ્યારી, ખલિદાની છે ખુમારી,
ચાલે લટકંતી મટકંતી, બદલભાની નારીરે
વાહરે મેનાં પ્યારી.

દાસીઓ— ૪૩

નિરગુણ પર તે બ્રહ્મ રે,
કેવળ સમાધી સુખકર સાધી
નિજ સ્વરૂપમાં, બને લીન જોગી નિષ્કામ રે—નિ૦
તુંહીં તુંહીં તુંહીં રસના રટે નામ,
સત રૂપ તારૂં વરણી શકે નહીં વાણી,
તે સ્વરૂપ મહીં લહે જોગી સદા આરામ—નિ૦

બધા ૪૪

જય જોગણ બાલી ( ૨ )
અજબ તેજ આકાર અજબ શકિત વાળી,
જય જય જય જોગન બાલી;
બનીયું બાલ સ્વરૂપ બાલા બિરદાળી,
આદિ શકિત અવતાર માયા મહાકાળી
જય જય જય જોગણ બાલી,
સાચી સિદ્ધ સમર્થ પૂરણ પરચાળી
નમો નમો તવ ચરણ, શરણ દે કરૂણાળી
જય જય જય જોગણ બાલી,

રંભા— ૪૫

મેં તો બાલા સી જોગન, બિલાસી જવાન,
શ્યામ પંછી બિજોગન, બિલાસી જવાન,
વિક્રમચરિત્ર—પ્રેમ ગ્રંથી ગુંથીને આપો મંત્ર દાન—મેં.
રંભા—તોહે દીનો જોબનવા, બિલાસી જવાન,
રંગભીનો સુમનવા, બિલાસી જવાન,
વિક્રમચરીત્ર—સદા સિદ્ધિ નવ નિધી આપો મંત્રદાન—મેં૦

ઇંદુમતી— ૪૬

નથી પરવા હું કાંઈ કરતીરે, વિક્રમ રાયની
નથી બીક જરા કાંઇ ધરતીરે, વિક્રમ રાયની

તણાં મોંઘેરાં છે મૂળ જો.
જનાપર આંખ વિક્રમની ડૂ... જો,
હીમ્મત હોય તો કરો કબૂલ જો,
નહી લે, તેની તો છે ભૂલજો—નથી પરવા૦

ઈંદુ ૪૭

મન લગાર જુવો વિચારી રાયજી,
સઉથી સમરથ એક તે કેમ થાયજી,
નિત્ય જળહળતા દીવા પ્રગટાયજી.
રાય રંક સહુ તણા ઘરમાંયજી;
દોરી સચે પૂતળાં, ફોક ધરે અભિમાન,
પ્રભુને હથ કમાન;
તે નચાવે તેમ નાચ્યે જાયજી—મન૦

નાચનારીઓ— ૪૮

આવો રૂમ ઝુમક ઝમક પગ ઠુમક ઠુમક છીમ છીમક
નાચો ગાઓ—આવો૦

ધરીને લહેકે પગલાં,
સપ્ત સુર, ત્રણ ગ્રામ, એકવીસ મુર્છના,
અરસ પરસ સુરવટની સંગ ગાઓ—આવો૦
ભિજે નૃપતિ દિલથી, નિરખી ચતુર કલાને
સા—ધ—પા—મે—
મન પાડને તે તજી લે આરામ,
સખીઓ તમામ ઉ—લ—ટ—ધારી
સંગીત નૃત્યની ધૂમ ધૂમ જમાવો આવો—આવો૦

બાલકુમાર— ૪૯

તેડો દાદાજીરે મને તેડો દાદાજી,
ખોળા મંહી બેસાડો કંઇ તેડો દાદાજી,
ઉંચે ઉંચ આસને બેસાડીને
હો તાત આપો રાજ આજને આજ—બસ—તેડો

રાજ હું ચલાવું પુરા વ્હારથી
હો તાત છું બહાદુર પુરો શુર—બસ—તેડો

રંભા— ૫૦

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી,
શું હું તે બીજીય કંથ, આપનીજ પ્યારી ?—નજર૦
હેમ પ્યાલો હાથમાં ને માંહી મીઠું દુધ,
પીધું શામા પાસથી, શું તેની ભુલ્યા શુદ્ધ.
કોણ હતી કંથ એ તે દુધની પાનારી ?—નજર૦
મુવાં કીધાં જીવતાં પરચો બતાવ્યો પૂર
યાદ છે કે રાયજી, એ જોગણીનું નુર !
છાનો મંત્ર શીખાવ્યો છે, એજ આ ઠગારી—નજર૦
વિના વાંકે દંડીયામાં કેદ તુજને કીધા,
ચતુર સસરાજી સખત ચોકી તમોએ દીધી,
કરી બતાવી મેં સાબીત શરત સર્વ મારી--નજર૦

બધા— ૫૧

સકળ સ્થળ કરો વિભુ લીલા લ્હેર,
સુખદ મેઘ વરસો વરસો.
ધરા કણ-તૃણથી છવાઓને આનંદભેર-સકળ૦
બાલકુમાર—સહુ ઘેર પારણાં બંધાઓ રૂપાળાં
બધા—કુંવર કુંવરી ગુણવાળાં
સતી નાર ઘર ઘર શોભાવો સુહાગણી,
કીજે પ્રભુજી અનંત મહેર—સકળ૦

સમાપ્ત.